# Series 58 – Satpanth is not a Vedic Religion, but a Muslim Sect / સતપંથ એ વેદ ધર્મ નથી મુસલમાની મત છે


॥ ઓ૩મ્ ॥

ભારતવાસીઓ, આંખો ખોલો, વાંચો વિચારો

સતપંથ એ વેદધર્મ નથી મુસલમાની મત છે

પાદરા, વડોદરા સતીયા કેસનો ચુકાદો જણાવે છે કે તે વેદમત નથી, મુસલમાની મત છે.

Date: 24-Nov-2014

Jay Mataji / Jay Laxminarayan
જય માતાજી / જય લક્ષ્મીનારાયણ

હાલમાં એક જુનું એટલે કે લગભગ ૧૯૩૦ના દાયકાનું એક પેમ્પ્લેટ મારા ધ્યાનમાં આવ્યું છે. તે પેમ્પલેટ આર્ય સમાજી ભાઈઓ દ્વારા બહાર પાડવામાં આવેલ છે, એવું દેખાઈ આવે છે.

Recently I have come across a old pamphlet which is published in the 1930s. It seems that this pamphlet was released by the people following Arya Samaj religion.

એ પેમ્પલેટમાં જણાવ્યું છે કે સતપંથ એ એક મુસલમાની મત એટલે કે પંથ છે. અને તેમાં વડોદરા રાજ્યમાં ચાલેલ કોર્ટ કેસનો હવાલો (કેસ નંબર સાથે) પણ આપેલ છે, જેમાં કોર્ટે સતપંથને મુસલમાની મત છે તેવો ચુકાદો આપેલ હતો.

The Pamphlet mentions that Satpanth is not a vedic religion, but a Muslim Sect. It refers to the court matter which was before the Vadodara State, in which court order says that Satpanth is a Muslim sect.

એ કોર્ટ કેસમાં બહાર પડેલ મહત્વના મુદ્દાઓ આ પ્રમાણે છે; / important observations in the court cases are as under;

૧) વડોદરા રાજ્યના પાદરા મહાલ ન્યાયધીશમાં ગુ.મુ. નં ૫૬૯ સને ૧૯૨૯/૩૦ના મતિયા કેસના ઠરાવ નંબર ૨૦૯ તા. ૨૯.૦૧.૧૯૩૨
1) Vadodara State Padra Mahal Judge G M 569 Year 1929/30 – Matiya Case Order No. 209 Date 29-Jan-1932

૨) ઈમામ શાહ ઈરાનથી આવેલ સૈયદ હતા. (અમુક લોકો જુઠ્ઠો દાવો કરે છે, તે પ્રમાણે બ્રાહ્મણ કે રાજાના દીકરા નોહતા)
2) Imam Shah was a Saiyyed who had come from Iran. (Unlike some people making false claim that Imam Shah was a Brahmin or a son of a King)

૩) સયદોને નિષ્કલંકી નારાયણનો અવતાર તરીકે માનવામાં આવે છે.
3) Saiyyeds are considered as Avatar (Manifestation) of Nishkalanki Narayan

૪) કુરાન સતપંથનું ધાર્મિક પુસ્તક છે.
4) Kuran / Quran is the religious book of Satpanth

૫) હિંદુઓને વટલાવવા માટે ઈમામ શાહે હિંદુ અવતારોને સ્વીકારેલ છે.
**5) In order to convert Hindus, Imam Shah accepted certain avatar of Hindu Gods**

૬) સતપંથમાં કબરની પૂજા થાય છે.
6) Tomb is worshiped in Satpanth

૭) ભગવાન બુદ્ધે પાંડવો પાસે ગૌમેધ કરાવ્યું એટલે કે ગાયની હત્યા કરાવી
7) Bhagwan Buddha made Pandavas sacrifice the holy cow in the Havan. Which means that Pandavas killed the holy cow.

૮) શૃંગેરીના કારાવીર પીઠના જગદગુરૂ શંકરાચાર્યએ સતપંથને વેદ બાહ્ય ઠરાવેલ છે.
8) Jagadguru Shankaracharya of Karaveer Peeth / Branch of Sringeri Shankaracharya has declared that Satpanth is not a Vedic religion.

૯) સતપંથના સ્થાપક અને પ્રચારકની અગલી પાછલી પીઢી મુસલમાન છે.
9) All ascendents and descendents of founder and preachers of Satpanth are Muslims.

૧૦) ઈમામ શાહના દીકરા, નુર મુહમ્મદ શાહએ પોતાને વિષ્ણુ ભગવાનનો અવતાર (એકલે કે નિષ્કલંકી નારાયણ) ઓળખાવી ગયા છે.
10) Nur Muhammad Shah, the son of Imam Shah, has declared himself as the Avatar of Vishnu i.e., the Nishkalanki Narayan.

૧૧) નુર મુહમ્મદને હિંદુઓને વિષ્ણુ અને મુસલમાનોને હજરત અલીનો અવતાર મનાવ્યો છે. (એટલે કે નિષ્કલંકી નારાયણ અને હજરત અલી એકજ છે.)

11) Nur Muhammad Shah has presented himself as Vishnu for Hindus and Hazrat Ali for Muslims. (Which means Nishkalanki Narayan and Hazrat Ali are one and same person.)

૧૨) નુર મુહમ્મદ શાહની બીબી એટલે કે બુજરખ બેગમને આધ્યશક્તિનો અવતાર બતાવેલ છે. (એટલે કે સતપંથીઓ માટે આદ્યશક્તિ કહો કે પછી ઉમિયામાં કહો એ બુજરખ બેગમ કે બીબી ફાતિમા છે.)

12) Nur Muhammad Shah's wife, Bujrakh Begam is presented as avatar of Adhya Shakti. (Which means for Satpanthis Aadhya Shakti / Umiya Maa and Bujrakh Begam / Bibi Fatima are one and same.)

પેમ્પલેટની નકલ અહીં નીચે જોડેલ છે. / Copy of pamphlet is attached herewith.

કોઈને દબાણ નથી કે કોઈને ઉતારી પાડવાનો પ્રયાસ નથી. પણ સાચી હકીકત જેમ છે તેમ આપની સામે રાખેલ છે. માટે હવે સર્વેને વિનંતી છે કે પોતાની અંતરઆત્માની અવાજ સાંભળીને નિર્ણય લો.

This is not to put pressure or demean anyone. It is only an attempt to place the facts as they are before people. Therefore request every one to take the decision wisely and use your conscience.

રીયલ પાટીદાર / Real Patidar



Satpanth is not a Vedic Religion. It is a Muslim Sect.

See Page 2 & 3 to know more

॥ ઓરૂમ ॥

ભારતવાસીઓ, આંખો ખોલો, વાંચો વિચારો

# સતપંથ એ વેદધર્મ નથી મુસલમાની મત છે

પાદરા, વડોદરા સતીયા કેસનો ચુકાદો જણાવે છે કે તે વેદમત નથી, મુસલમાની મત છે.

ગુજરાતી શબ્દકોશ કહે છેઃ સતપંથ એ ખોજા મુસલમાનોનો એક પંથ છે.

જગતગુરુ શંકરાચાર્યજી મહારાજે પણ સતપંથને અવૈદિક મત કહ્યો છે.

સતપંથ પૂજા યજ્ઞ વિધિ : ઘટપાટ વિધિ નામની ચોપડી સુરતના સતપંથ મંડળે બહાર પાડી છે. સતપંથને છોડી દીધેલા એક ભાઇએ એ ચોપડી અમને જોવા મોકલી છે, અને અમારો અભિપ્રાય માગ્યો છે. આખી ચોપડી અમે જોઇ ગયા છીયે. તેમાં લખ્યું છે કે, ૫૭૭ વર્ષથી સતપંથ ચાલે છે, ત્યારે આવા પંથને સનાતન ધર્મ કહી કેમ શકાય ?

આ ચોપડીમાં દરેક વિધિમાં શરૂઆતમાં "ઓમ્ પ્રણામજી, સદ્દગુરુ પ્રાતર્બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહ, આદ્ય વિષ્ણુ, નિરંજન, નકલંકી નારાયણ તમારી આશિષો" એ વાકયથી શરૂઆત કરી છે, અને છેલ્લે દરેક ઠેકાણે જુદાં જુદાં વિશેષણો વાપરી તેત્રીસ કરોડ દેવતા, અનંત કરોડના તારણહાર સદ્દગુરુ, ઇમામશાહ, ઓમ્ શ્રી નકલંકી નારાયણને નમો નમઃ એમ લખી ક્રિયા પૂરી કરી છે. ઘણી તિથિઓ ઉપર અથર્વવેદના મંત્રો બાળબોધ લિપિમાં ઉતાર્યા છેઃ અને મથાળે ઓમ્ લખ્યું છે. ૨૭મે પાને

ગાયત્રીના ૮ મંત્રો લખ્યા છે, પણ તે ગાયત્રી નથી. આ ચોપડી ઇમામશાહની પૂજા. ભક્તિ અને આશિષ માગે છે. ઈમામશાહના રચેલા પદો ઉતાર્યા છે. વેદોના ૪ પુસ્તકો અમારી પાસે છે તેમાં અથર્વવેદમાં તો સતપંથનું ક્યાંયે નામોનિશાન નથી. ઈમામશાહે અનેક પદોમાં વેદ તે કુરાન છે. એમ જણાવેલું છે. ખુદ ઈમામશાહ પોતે જ જણાવે છે કે વેદ એ કુરાન છે. ત્યારે તેને સનાતન હિંદુ ધર્મ કેમ કહેવાય ?

ગુજરાતી જોડણી કોશ, પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ પાંચમી આવૃત્તિ પાન ૮૬૫ પર સતપંથ વિશે નીચે પ્રમાણે નોંધ છે:

ખોજા મુસલમાનોનો એક પંથ. એટલે સતપંથ મુસલમાની પંથ છે એ વિષે વિશેષ કંઈ શંકા રહેતી નથી.

સતપંથ વિષે વડોદરા રાજ્યના પાદરા મહાલ ન્યાયાધિશીમાં ગુ. મુ. નં. ૫૬૯ સને ૧૯૨૯/૩૦ના મતીઆ કેસનો ઠરાવ નંબર ૨૦૯ તા. ૨૯–૧–૧૯૩૨નો થયેલો છે. તે કેસ ઘણો લાંબો ચાલ્યો હતો તેમાં સેંકડો સાબિતીઓ, પુરાવા, જુબાનીઓ થઈ હતી. એમાંથી નીચેનું અવતરણ ઉતારીએ છીએ.

Refernce of Court Case No. 569 in the year 1929/30 Matia Case Resolution No 209 date 29-Jan-1932 in the court of Padra Mahal Court of Vadodara State

પીરાણાની ગાદી સ્થાપનાર ઈમામશાહ ઇરાન તરફના સૈયદ હતા. તેમને તેમના અનુયાયીઓ નકલંકી અવતાર તરીકે માને છે,... ઈમામશાહે પ્રચાર કરેલા ધર્મનું પુસ્તક તેમણે બનાવેલી શિક્ષાપત્રી છે, જેમાં કુરાનને મૂકવામાં આવે છે. પીરાણામાં ઇમામશાહની કબર પાસે કુરાન મૂકવામાં આવેલું છે. અને તેની પૂજા થાય છે. ઈમામશાહે હિંદુઓના કેટલાક અવતાર પણ સ્વીકારેલા છે પણ તે ઉપરથી ધાર્મિક રહસ્ય એ પ્રાપ્ત થાય છે કે હિંદુઓને ઇસ્લામી ધર્મ તરફ વાળવા તેવી યુક્તિ ઈરાદાપૂર્વક ગ્રહણ કરેલી હોવી જોઇએ. જે પંથના સ્થાપનાર મૂળ પુરૂષ મુસલમાન સૈયદ હોય અને જેમને અનુયાયીઓ અવતાર તરીકે માનતા હોય, તેમની કબરની પૂજા થતી હોય, જે ધર્મના પુસ્તક તરીકે કુરાન પૂજાતું હોય, જે પંથમાં

Kuran is religious book

This has been done with the intention of converting Hindus to Islam

Bhagwan Buddha had made Pandvas kill the holy cow



મુસલમાન ધર્મની ક્રિયા થતી હોય, જે પંથમાં પ્રાયશ્ચિત માટે પાંડવો પાસે બુધ્ધાએ ગોમેધ કરાવ્યાનું માનવામાં આવતું હોય, એ પંથને શુધ્ધ સનાતની હિંદુપંથ તરીકે ગણી શકાય નહિ એ તો ઉઘાડું જ છે. તેવો પંથ વેદ બાહ્ય હોવાનું કહ્યા સિવાય ચાલે તેમ નથી. શૃંગેરી કરવીર પીઠના શ્રીમાન જગતગુરુ શંકરાચાર્યજીએ પણ પીરાણા પંથને વેદ બાહ્ય હોવાનું ઠરાવેલું પણ જણાય છે."

Opinion of Shringeri Shankracharya: "Satpanth is a Non-Vedic religion"

આથી સિધ્ધ થાય છે કે સતપંથ એ મુસલમાની મત છે.

Satpanth is a Muslim Sect

સતપંથના સ્થાપક, પ્રચારકની બધી આગલીપાછલી પેઢીઓ મુસલમાન જ છે. સતપંથની ગાદી પીરાણામાં છે તેની મુલાકાત લેતાં કબરો અને કુરાનની પૂજા થાય છે.

સૈયદ ઈમામુદ્દીન પોતાના ૪ થા પુત્ર નૂરમહમદશાહને પિરાણા સતપંથના પુસ્તકોમાં વિષ્ણુ ભગવાનના અવતાર તરીકે તથા પોતાને ઇમામશાહ–સદ્‌ગોરબ્રહ્મા તરીકે ઓળખાવી ગયા છે. નૂરમહમદને હિંદુઓના વિષ્ણુ અને ઈસ્લામીઓના ઈમામ હજરતઅલીનો અવતાર મનાવ્યો છે. નૂરમહંમદની બીબી બુજરખબેગમને આદ્યશકિતનો અવતાર બનાવી જુદો સતપંથ ઊભો કર્યો છે.

નરમુહંમદની ઘરવાળી... બુજરખ બેગમને આદ્ય શક્તિનો (ઉમિયા માતાજીનું બીજું નામ) અવતાર બતાવેલ છે

ખૂદ ઇમામશાહે રચેલા જીન્નતનામામાં પીર સદરૂદીન વિષે નીચે પ્રમાણે લખ્યું છે.

"હિંદુ ફેરી તેણે મુસલમાન કીધા, અને કીધા તે બહુ અપાર.
તેને મુસલમાન કરી ગુરુએ બોધીયા વિગેરે.
પીર સદરૂદ્દીન જાહેર થયાં હિંદુ કર્યા મુસલમાન.
લોવાણા ફેરી ખોજા કર્યા, તેને આપ્યો સાચો ઈમાન.

૫૧ વર્ષ ઉપર વીરાણી (કચ્છ)ના પટેલ નારાયણજી રામજી કોન્ટ્રાકટરે 'પીરાણા સતપંથની પોલ' નામનું મોટું પુસ્તક લખીને બહાર પાડેલું છે. તેમાં સતપંથનું ભોપાળું બહાર પાડયું છે. તે પછી સેંકડો પટેલો, કાછીયાઓ અને બીજાઓ આ પંથને છેવટના રામરામ કરી હિંદુ ધર્મની પાવની ગંગામાં ભળી ગયા છે, જે ભાઈઓ થોડાઘણા

બાકી રહ્યા છે તે પણ તે પંથને છોડી દેવાની તૈયારીમાં છે. રામકૃષ્ણના ભકતો, ભારતના ભૂમિના નિવાસીઓ, રામાયણ મહાભારત ને ગીતા ગાયત્રી માનનાર ભારતવાસીઓ, સતપંથની ભ્રમજાળમાંથી છૂટી વિદેશીને વિધર્મી મતના ચક્કરની ભ્રમજાળમાં ફસાશો નહિ. સ્વધર્મનું પુણ્ય હાંસલ કરો. ઓમ્ તત્સત્ પરમાત્માને નમઃ ભગવાન સૌને સદ્બુધ્ધિ આપો. સત્યનું ગ્રહણ કરો.

કોઇ પણ જાતની શંકા હોય;તો નીચેના સ્થળે સરનામા સાથે લખો.

હિન્દુ ધર્મ રક્ષક–પ્રચારક મંડળ,
આત્મારામ રોડ. કારેલીબાગ,
વડોદરા (ભારત)

